# તાપીનું તોફાન

અને

# સુરતની રેલ.

રચનાર,

ઝ. ઉપાધ્યા. નારણજી લક્ષ્મિરામ,

ડાકોરના.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર,

ત્રીભોવન રણછોડ ડાકોરના

દોહરો.

સજ્જન સર્વે વાંચજો, તાપીનું તોફાન.
રેલ થકી પુષ્કળ થયું, ઘણા લોકને જાન.

અમદાવાદમાં

આસ્ટોડિયે ચકલે આર્યોદય પ્રેસમાં છાપી.

સંવત ૧૯૩૯. સન ૧૮૮૩

કીમત એક આનો.

૧૯૨૮

## સુચના.

સર્વે વાંચનાર સજ્જનોને ખબર આપવામાં આવેછેકે આ ચોપડીનું લંબાણ ન થાય અને ટુંકામાં સઘળી હકીકતની ખબર પડે એવા હેતુથી મુખ્ય મુખ્ય બાબતો લઇ આ લઘુ પુસ્તક રચ્યું છે. અને આ મહા રેલથી ગરીબ લોકોને જે નુકશાન થયું છે તેમને મદદ કરવાને માટે સુરત, મુંબાઇ, અમદાવાદ વીગેરે મોટાં શેહેરોમાંથી ઉઘરાણું કરી રૂપીઆ મોકલવામા આવ્યાછે. તેમાંની કેટલીક રકમો મારા જાણવા પ્રમાણેની આ ચોપડીમાં દાખલ કરવામાં આવીછે તે સિવાય જે રકમો મોકલવામાં આવીછે તે આમાં દાખલ થઇ નથી. અને હજુ સુધી ટીપ ચાલુ છે તેથી કરી કેટલીક રકમો ભરાયાં જાય છે.

બાજુ આ રેલમાં ઘણા દયાળુ મેહેરબાનોએ મદદ કરી છે તેમ છતાં મારા જાણવા પ્રમાણેના મુખ્ય મુખ્ય માણસોનાં નામ ટુંકામાં આ ચોપડીમાં દાખલ કરવામાં આવ્યાં છે.

---

# અર્પણપત્રિકા.

સર્વે સજ્જનોને હું નમ્રતા પૂર્વક વિનંતી કરૂં છું કે સુરતમાં તા. ૨ જી જુલાઈ સન ૧૮૮૩ ને રોજ જે મહારેલ આવેલી તેથી કરીને સુરતના લોકોને તથા તાપી કિનારા પરનાં કેટલાંક ગામને ઘણું નુકશાન થયેલું તેમાં સુરત, મુંબાઈ, અમદાવાદ વગેરે શેહેરોના સદ્‌ગૃહસ્થો ને દયાળુ મેહેરબાનોએ ઘણી રીતે મદદ કરી તેથી તે સદ્‌ગૃહસ્થોને હું આ લઘુ પુસ્તક અર્પણ કરૂં છું તે માન્ય કરશો.

લીઠ નારણજી લક્ષ્મિરામ સહી.

રેહેવાશી ડાકોરના.



# તાપીનું તોફાન.—અને સુરતની રેલ.



## દોહરો.

ઓગણી ત્રીશ નવ સાલમાં, કર્યો તાપીએ ફેર;
વદ તેરશને જેઠમાં, આવી પાણી લેહેર.
સોમે શોક જણાવીયો, તે દિન પુર અપાર;
મંગળવારે મહાલીયું, શેરી ચોક બજાર.
તે બાબત જણાવવા, જાહેર કરી આ બુક;
ભુલ સુધારી વાંચજો, કદી હોય જો ચુક.

રાગ પરજીયો.

શેઠ સગાળશા સાધુને સેવે, વાણીયો પાળે વ્રત. એ રાગ.
તાપીપુર આવ્યું ભારીરે, સુરતની સુરતી ઉતારી. ટેક૦
સંવત ઓગણી ત્રીસ નવ સાલે, વરસાદ થયો અપાર;
લાગલાગટ ઘણી હેલી થઇને, રેલ આવી નીરધાર. તાપીપુર૦
જેઠ વદી તેરશ સોમવારે. તાપીએ આવ્યું પૂર;
શેહેરના લોકોને ત્રાસજ પડીયો, વળી ઉતરીયાં નુર. તાપીપુર૦
ચડતું પાણી દેખી લોક બિચારાએ, કરવા માંડી નાસાનાશ;
ઘેરથી કેટલાં કંઈક ગએલાં, કોઇકનો કંઈ વાસ. તાપીપુર૦
કોઈક ઘરમાંથી દ્રવ્ય કાઢીલે, કોઈક કાઢે અન્ન;

કોઈક રાચરચીલું સંભાળે, કોઈ વદે ત્રિભુવન. તાપીપુર૦
કેટલીક નારી બાળને મૂકી, નાશી ગઈ તે વાર;
મુહોંયો વાળી નાસવા માંડયું. પાછું ન જુએ લગાર. તાપીપુર૦
સોમની સાંજે પાણી રૂપે કાળે. મોટી મારી ફાળ;
પુરૂષનારી માલજ ભારી, વળી ખેંચાયાં બાળ. તાપીપુર૦
મંગળવારના પ્રભાત માંહી. શેહેરમાં પુર પસરેલ.
શેરી ચકલાં ચોકને રસ્તા, સઘળાં પાણીથી ભરેલ. તાપીપુર૦
નાનપુરાના કિલ્લા આગળ, કરી નાંખ્યુંરે મેદાન;
ભાગા તળાવની ભાંગતી આણી, સાંભળજો સૌ કાન. તાપીપુર૦
શાહાપુર કેરી સડકને ઘેરી. સ્ટેસન રેલવે જેહ;
બેગમપુરાને બોળી નાંખીને. નવા પુરા ગયું તેહ. તાપીપુર૦
કાંકરા ખાડીના કાંકરા કાઢી, સૈયદ પુરે ગયું પુર;
અસુર બેગને જદા ખાડીથી. માછલી પીઠ જરૂર. તાપીપુર૦
આવી રીતે જળે રૂમવા માંડયું. ગણાવું છું તે ઠામ;
યાદ આવે તેમ હું તો લખું છું. સાંભળજો સૌ નામ. તાપીપુર૦
ગોપી પરામાં ગોપીસમ ઘુમ્યું. રૂસ્તમપુરા કેળા પીઠ;
સગરામપરામાં ડાટજ વાળ્યો, નવસારી ભાગોળ દીઠ. તાપીપુર૦
આમ તેમ પાણી ફરવા લાગ્યું, લોક કરે નાસા નાશ;
તેવામાં ઉપકારી અમલદાર, આવ્યા તેમની પાસ. તાપીપુર૦
નસાયું નહીંને અજાણમાં જે રહ્યા, તેમની થઈ જળ ઘાત;
એવો કોપ પ્રભુએ ખુબ કીધો, નક્કી કહું મારા ભ્રાત. તાપીપુર૦

ત્રાપા હોડી મૂકી બનતા ઉપાયો, કરવા લાગ્યા તતકાળ;
પુન્યશાળીએ પુરણ રીતે. મારી મદદની ફાળ. તાપીપુર૦
સાબાશ છે ફેજ મહંમદને કહું, વળી જે ગણપતરાવ;
કમીશનરોએ કહેવત નથી આણી.સાહે કરી રાખી ભાવ. તાપી૦
વળી ડીવીઝનરથ પ્રેસીડેંન્ટ વાઇસ સાહેબ જેહ;
અંતઃકરણથી જન્નો ઉગાર્યા, ધન્ય તેમની દેહ. તાપીપુર૦
વળી ધન્ય કહીએ સાહેબ ઇન્સપેક્ટર, નાનાભાઇ.જેનું નામ;
તથા પોલીસ સુપ્રીટેંડેન્ટ સાહેબે. કર્યુ પરમારથ કામ. તાપી૦
ઉપર ગણ્યા જે સાહેબો સરવે, મચ્યા બચાવા જંન;
જેનો આવરદા હતો ભાઇ લાંગો. તેહ બચ્યા તે દંન. તાપીપુર૦
લોક બિચારા ભૂખના માર્યા, અન્ન વિના અકળાય;
તેહ વેળા મહાજન લોકોએ, અન્નની આપી સહાય. તાપીપુર૦
વળી ઉઘરાણું કીધું કલેક્ટરે. ગામ લોકોની પાસ;
સાઠી ત્રેવીસે વસુ મેળવીયા, રાખી નહીંજ કચાશ. તાપીપુર૦
વળી મુંબાઇના શેઠીયા સારા, તાપીદાસ વ્રજદાસ;
વીરજભૂખણદાસ આતમારામે.લીધી ગરીબોની આશ.તાપીપુર૦
પ્રેમચંદ રાયચંદે કૃપા કરીને, ટીપ કરી મુંબાઇ શેહેર;
અડતાળીસ સહસ્ત્રને સવાચોરાણું, ભેગાકરી કીધી મેહેર.તાપી૦
તેમજ પારસી ધર્મીષ્ટ બાઇએ, સમજી પરોક્ષનું કામ;
પંદરસહસ્ત્ર ઉલટથી આપ્યા, મોટલી બાઈ જેનુંનામ. તાપીપુર૦
ધન્ય એ બાઇ ધન્ય કમાઈ, ધન્ય ધન્ય એની જાત.

ધન્ય જીવતર એનું પણ કહીએ. ધન્ય એનાં માત તાત. તાપીપુર૦
આવી રીતે અમદાવાદમાં પણ, ફંડ થયુંરે તૈયાર.
ક્રોસીસ કીધી મહીપતરામે, મોકલ્યા જોડ હજાર. તાપીપુર૦
એક વિના બીજી ટીપ થઇ, હસ્તક પ્રેમાભાઇ શેઠ.
બેહેચરદાસ તથા ભોળાનાથે, ચાલીસે મોકલી ભેટ. તાપીપુર૦
વકીલ ડાહ્યાભાઈએ ડહાપણ ભરેલી. કીધી ઘણી સારી વાત
રૂડા માજીસ્ત્રેટ દ્વારકાદાસે, મદદ કરી ભલીભાત. તાપીપુર૦
મોટી મદદ કરી બચાવ્યાં અંનથી, ગરીબોને તે પળ,
વજુલાલ વંશ વૃદ્ધિ થાજો, જગનાથ રહો અચળ. તાપીપુર૦
ઉપર ગણેલા પ્રભુ જીવાડો, પુન્ય કરે નીરધાર,
અનોપરામના અમુટ પુરો, હરી તમે ભંડાર. તાપીપુર૦
દાદાભાઈ ભલપણના ભંડારી. તેણે પણ લીધો શ્રમ.
પુરે ભાવે મદદ બહુ આપી. પુન્ય કર્યું એકદમ. તાપીપુર૦
આવી રીતે અમલદાર ગૃહસ્થોએ. મદદ કરીરે વિશેષ.
ધન્ય મુંબાઇના લોકોને કહું છું, કર્યું ગરીબ સુખ બેશ. તાપીપુર
રાજનગરમાં રાવસાહેબો, ગામમાં જે કહેવાય.
શેઠ કાવસજી સહીત ગૃહસ્થોએ. નાણું મોકલી કરી સહાય. તાપી૦
જેને પ્રભુભાઈ વહાલા હતા તેણે, રંકોને કીધું સુખ.
પુન્યશાળીએ પુન્યને માટે, પુરણ વેઠયું દુખ. તાપીપુર૦
ઈશ્વર ઈચ્છા હતી તે બનીયું, નથી એમાંરે ઉપાય,
કર્તાનું કર્યું થાય હમેશાં, શોક કીધે શું થાય. તાપીપુર૦

ભાઇઓ નારણે પુછી વાંચીને, લખ્યું આતોરે લખાણુ,
ભૂલ હોય તો સૌ માફ કરજો, સરવેને કરૂ જાણુ. તાપીપુર૭

## છપ્પો.

આવી સુરત રેલ, તણાયાં ગામજ ભારી;
કિનારાનાં મુખ્ય. તેહ હું કહું વિચારી.
તણાઈ ગયો સૌ માલ. ઘરોમાં પાણી પેઠાં,
થયું ઘણું નુકશાન, માણસો રોવા બેઠાં.
તેહ વિના નુકસાન બહુ, થયું ભાઈ તે કહું કથી;
જન નારણ તો એમ વદે, પાછું મળવાનું નથી. ૧

## તણાયલા માલનું ઉદાહરણ.

### મનહર છંદ.

છનર પલંગ અને, છતરીઓ ઘણી સારી,
ગોદડાં. ઘણાંક જતાં. પુરમાં દેખાય છે;
લક્કડ, કપડ ઘણું, પુસ્તક ને ચોપડાઓ,
વાસણ ને દાણા ઘણા, રેલમાં રેલાય છે.
ડાબલીઓ ચલાણાંને, ચમચા તો ચાલ્યા જાય,
ચપ્પુ કાતરોને દેખી, મન તો મુંજાય છે;
એહ વિના સામાનને, રાચ રચીલું તો ભાઈ,
ઘણુંક તણાઈ ગયું, એમ ઉચરાય છે. ૧

પેંડાને પતાસાં ખાસાં, બરફીને શાક પાક,
ખાંડ ગોળ ઘઊં બહુ, વળી ઘી તણાયું છે;
રૂમાલ ને ખેસ બેશ, ઘડીઆળ ઘણાં સારાં,
ધુપેલ ને તેલ રેલમાં, જતું જણાયું છે.
ખુરશીઓ મેજ સેજ, પેટીઓ પટારા ઘણા,
ટોપીઓ વિગેરે ઘણું, જતુંજ સુણાયું છે;
હાંડીઓ અપાર યાર, ચીમનીઓ નીરધાર,
જતાં નહી લાગી વાર, જુજ આ ગણાયું છે. ૨

## નુકસાન થયું તે ગામનાં નામ.

ભરથાણા[૧], અડાજણ[૨], પાળ[૩] અને ભાઠા[૪] જેહ,
તેહ તણી દુર દશા. પાણી થકી આવી છે;
ફુલવાડા[૫], વરાછાને[૬], રૂંઢ[૭] રળીયાત ગામ,
મગદલા[૮], રાંદેરની[૯], વસ્તીને ફસાવીછે.
મગોબ[૧૦], ડભોલી[૧૧], રોળી નાંખ્યું પુર પાણી થકી,
ગામ કતારને[૧૨] પુરી, પરિક્ષા બતાવી છે;
ઉમરાને[૧૩] ઉમળકે, પાણીએ સપાટી નાંખ્યું,
એવી રીતે તેર ગામ, ને લાતો લગાવી છે. ૩

## પીડાએલી નાતો વિષે.

વોરા, કાછીયા સુથાર, લવાર ને ધોબી માળી.
દરજી, તંબોળી, પીંજી, કુંભાર પીડાયા છે;
સોની. મોચી. ભવૈયા ને, ગવૈયા ગાણું ગાનાર,
વહીવંચા. સંચાવાળા, દુ:ખમાં દટાયા છે.
પંચોળીને ભાવસાર, કણબી, કડીયા ઘાંચી,
વાણીયાના પ્રાણીયા તો. શીખાએ બંધાયા છે;
બ્રાહ્મણને, ભાઈ રોઈ ગયા ઘાંયજાય ઘણા,
જોગી. ભોગી, રોગી રેલ. જાળમાં ફસાયા છે. ૪
કંદોઈને કંસારા. મરેઠાને મારવાડી
રાવળીઆ રબારીનું, રસાતાળ વાળ્યું છે.
નીચી જાતના તો લોક, ધોકે ધોકે મુકે પોક;
પારસીઓ તણું ઘણું. હૈયુ પુરે બાળ્યું છે.
મુસલમાનો તો મન. તન દે ખુદા પુકારે;
તે સાંભળી ખારવાએ. હોડી સામુ ભાળ્યું છે.
દખણી ને સલાટનો સપડાઇ ગયા ત્યાંહી;
જ્યાંહી જ્યાંહી જોઈએ ત્યાં, દુખજ નીહાળ્યું છે. ૫

## કુલ નુકશાન થયું તે.—સોરઠા.

બધું મળી નુકસાન, વીશ લાખ કેરૂં થયું;
ગયાં પાંચશેં જાન, કુલ કરી ગણતી અમે;

જોઈ ન્યુસ નીરધાર, તારંજો તો કાઢીયો.
ટુંકામાં આ સાર, જરૂર તેજ જણાવીયો.

# પ્રભુની સ્તુતિ.

## લલિતછંદ.

અરર જો હરી આશુંરે કર્યું. અમ તણું ઘણું સુખ સૌ હર્યું;
જુલમ રેલથી દુઃખીયા થયા, અરર ઓ હરી લાવશો દયા.
નવ રહી કશી ખામી સઘરે, ઘણુંજ થઈ ગયું દુઃખ હઘરે;
દુઃખ વિનાજતો કોઇ ના રહ્યા. અરર ઓ હરી લાવશો દયા.
બહુજ જોરમાં રેલ આવીછે, પવન પાણીથી ધુમ મચાવીછે;
જરૂર જોઈને અરભડી ગયા. અરર ઓ હરી લાવશો દયા.
વળી સુરત આ સસૈજે હતું. થઈ ગયું અરેરે હતું નતું;
ખસુસ ઝેરના જામતો થયા, અરર ઓ હરી લાવશો દયા.
રૂદન સૌ કરે નારીને નરો, પુરણુરે પડ્યાં. શેહેરમાં ઘરો;
કયમ દુઃખી કરે તારો જે મયા. અરર ઓ હરી લાવશો દયા.
જરૂર જનને ત્રાસ થાયરે, વદનથી વદે હાયહાયરે,
જીવનરે તણી મૂકીને હયા, અરર ઓ હરી લાવશો દયા.
મન કઠોર શું ઓ પ્રભુ કરે, તનુંજ તાહરા, દુઃખમાં મરે;
અરર આ સમે, પાણીએ ગૃહ્યા, અરર ઓ હરી લાવશો દયા.

# रेलथी नुकशान पामेलाने साहे करनारने आशिर्वाद.

## હરિગીતછંદ.

હે વિશ્વપતિ ભગવાન હું, અજ્ઞાન કહું સ્તુતિ કરી,
તે સાંભળી મુજ માગણી, તમ પાર પાડો શ્રી હરી.
હું રંક પ્રાણી કાહું વાણી. તે, મને ઈશ સ્થાપજો.
ઉપકારી જનને પુરણ રીતે, આ સમે સુખ આપજો,
બહુ સહાય કરી સંકટ સમે. ગરીબ ઉગાર્યા તનથી.
રેલાઇ ગએલા લોકની, ભૂખ ભાગી આપી અંનથી;
એવા જે ગૃહસ્થો અમલદારો, સુજશ મારો છાપજો,
ઉપકારી જનને પુરણ રીતે, આ સમે સુખ આપજો;
મુંબાઇ તણા લોકો ઘણા, પુન્યશાળી પુરા આ સમે,
હમેશ તે દ્રવ્યવાન રાખો. પુન્ય જેને બહુ ગમે.
એવા સુધરમી લોકનો. વિશેષ જશ વળી વ્યાપજો.
ઉપકારી જનને પુરણ રીતે, આ સમે સુખ આપજો;
પૈસા તણો સારો ઘણો, ઉપયોગ કરી જાણે બહુ,
પુન્ય કરે દુઃખો હરે, ગરીબનાં સુણીને કહું,
પરોક્ષ પુરૂં કામ સમજે, સમજુ જન અમાપજો.
ઉપકારી જનને પુરણ રીતે, આ સમે સુખ આપજો.
ધન્ય ધન્ય વિવેકી નેકી લોકોએ ઘણીજ મદદ કરી,
એવા સુજનો ઘણું જીવાડો મનમાં દયા ધરી;

તન દઈ ઘણી પુન્યજ તણી કરમાંજ લેછે ખાપજો.
ઉપકારી જનને પુરણ રીતે, આ સમે સુખ આપજો.

(દીલગીર થએલાં ગામોનાં નામ.)

દોહરો.

કલકતા કાશી અને, કોટા કોલ્હાપુર
મારવાડના લોક સૌ, દીલગીર થયા જરૂર
ધાધા શોકાતુર છે. ગોંડલ છે પણ તેમ.
કોપ થયો છે કારમો, ના કરી ઈશે રહેમ,
ભાવનગરને, ભૂમલી વીજાપુર વઢવાણ.
ડભોઇ જંબુસર અને, વડોદરે થઇ જાણ.
પાટણ પેથાપુર ભણીરે પસરી ગઇ વાત
રેલ થકી સુરત ભણી, ઘણી થઈ છે ઘાત.
ઇડર અમદાવાદમાં, ગયાં ન્યુસ અપાર
કચ્છ માંડવી પહોંચીયાં, ટહ્રામાં નીરધાર
દેવદ ઝાલદ જાંબુઆ, ઉદેપુર જે રાજ
સુરત તો રેલાઈ ગયું, વળ્યું ડાટનું છાજ
મહીસુર મદ્રાસમાં ફરી વળ્યો છે તાર
પુના સતારા પોચીયો, ગોવાને મલબાર
નડીઆદ નાંદોદને, નાગપુર નાશીક-

ત્રંબક, પંઢરપુરના, કહે થયું નહી હોક.
લાહોર લખનોર ગામ જે, ગીજની કાબુલ શેહેર
દીલ્લી આગ્રે જાણીયું સુરત બનીયો કેર.
મુંબાઈ માહીમને વસઇ થાણામાં ગઇ વાત
ત્યાંથી વિલાયત ગઈ, સુણજો મારા ભ્રાત
માતર મેમદાવાદને, ખેડા પામ્યું શોક,
ડંકપુર કકળે ઘણું, વળી જાત્રાળુ લોક.
ભરૂચને ખંભાત પણ દીલગીર થયું વિશેષ,
જામનગરને દ્વારકાં, લાઠી પ્રગટયો કલેશ
કપડવણજને ગોધરા, લુણાવાડા નેટ
વાડાસીનોર હાસરા, આણંદને ઉમરેઠ
એહ વિના ગામો ઘણાં, રહી ગઆંજ અપાર
જુજ ગણાવ્યાં આજ મેં, સમજી લેજો સાર
ક્વર ક્યાર્ડને તારથી, થયું સર્વને જાણ,
નારણજી મુખથી વદે, સાંભળજો નીરવાણ.

( છેલ્લા પૃષ્ટનો દોહરો. )

ત્રીજી ઘાત સુરતની, આતો ગઇ છે હાલ
પેહેલી બીજી જાણજો, અગ્નિ કેરી ઝાળ
સજ્જન સર્વેને કહું, સુણીરે બની વાત,